# રૂઢિનો ભોગ

યાને

## હિંદુ સંસારમાં સડો.

દિલ પીગળાવે એવી બે સાંસારિક વાતો.



—પ્રકાશક—

રમણીકલાલ ગીરધરલાલ મોદી, બી. એ.

મહીધરપુરા, વાણીઆશેરી—સુરત.

# રૂઢિનો ભોગ

યાને

## હિંદુ સંસારમાં સડો.

હૃદયને પીગળાવી નાખે એવી બે વાતો.



છપાવી પ્રસિદ્ધ કર્તાઃ—

સાહિત્ય સદન કાર્યાલય તરફથી

રમણીકલાલ ગીરધરલાલ મોદી, એમ. એ.

ઠે૦ વાણીઆ શેરી—સુરત.



સંવત્ ૧૯૮૦ માર્ગશીર્ષ પ્રથમવાર ૧૧૦૦.



મૂલ્ય ત્રણ આના.

# બે બોલ.

હિંદુસંસાર શાસ્ત્ર અને સમય કરતાં રૂઢિને વિશેષ પ્રબળ માનનારો કહેવાય છે એ વાત તદ્દન સત્ય છે. રૂઢિઓમાં પણ બે ભેદ છે. સામાજિક પરિવર્તનના પ્રસંગે કેટલાક રિવાજો બદલવાની જરૂર પડતાં અગ્રગણ્ય જાતિહિતૈષીઓ એ રિવાજોમાં યોગ્ય ફેરફાર કરવા પ્રયાસ કરે છે. જેમ સારી રૂઢિ જાતિના નાશનો અટકાવ કરવા સમર્થ હોય છે તેમ કુરૂઢિ અથવા ખરાબ રિવાજ જાતિની ઉન્નતિનો બાધક પણ બની શકે છે. એકજ રૂઢિને સમજ્યા વગર વળગી રહેવાથી ઉન્નતિનો માર્ગ બંધ થઈ જાય છે.

હિંદુસંસાર લગ્નની રૂઢિના વિષયમાં અદ્યાપિ બેદરકાર રહ્યો છે એમ કહીએ તો અતિશયોક્તિનો દોષ અમારે શિરે આવે તેમ નથી. હિંદુશાસ્ત્રની મર્યાદાને પણ એ રૂઢિએ કોરાણે મૂકી દીધી. હિંદુધર્મની લગ્ન સંબંધી મર્યાદા એવી છે કે એ મર્યાદા અનુસાર જો લગ્નાદિક ક્રિયાઓ થાય તો હિંદમાં રામરાજ્યનો પુનઃ સંચાર થઈ શકે. મરજીમાં આવે તેમ ચોકઠાં બેસાડવાથી, લાકડે માકડું વળગાડવાની પદ્ધતિથી, હંસને કોટે કાગડી અને કાગડાને કોટે હંસીને જોડી દેવાથી હિંદુસંસારે અનેક અનિષ્ટ પરિણામો જોયાં અને અનુભવ્યાં; છતાંએ હજુ પણ લગ્ન જેવા ગંભીર વિષયને હિંદુસમાજ અવગણનાની દૃષ્ટિએ જોઇ રહ્યો છે એ કેટલા આશ્ચર્ય અને ખેદની વાત કહેવાય !!

સભ્યતાનો, સમયનો, શાસ્ત્રીય સિદ્ધાન્તોનો અને સત્યનો સંચાર થતાં કુરૂઢિ નાબુદ થશેજ. વડીલો ધ્યાન નહિ આપે તો નવયુવકો સ્વયં સમાજસુધાર તરફ પ્રયત્નો કરશે.

સુશીલ, સુયોગ્ય, વિદુષી અને વિચારશીલ કન્યાને કોઈ

મૂર્ખ વેરે વરાવી તેને સુખપૂર્વક ગૃહસંસાર ચલાવવા શિખામણ આપવી એ શું મૂર્ખતા નથી? તેમ વિદ્વાન, સુયોગ્ય અને સુશીલ યુવકને કજીઆખોર, અભણ અને લાંબી જીભ વાળી કન્યા વેરે પરણાવી બન્ને સુખી સંસાર ભોગવશે એવું ઇચ્છનાર માતાપિતા શું ડાહ્યા ગણાશે?

એજ લગ્નવિધિની અધોગતિને કારણે હિંદુસ્થાન આજે કજીઆનું સ્થાન થઈ પડયું છે. ઘેર ઘેર કૌટુમ્બિક ઉપદ્રવો સર્વનાં મનને દુઃખી કરી રહ્યા છે, જીવનને નીરસ બનાવી રહ્યા છે, પ્રભુની જગતવાડીના જીવોને દુભાવી રહ્યા છે. હિંદુ પોતાના ઘરના કલહ અને કુસંપને દૂર કરી શકતો નથી તો હિંદમાં ઉભી થએલી મુસ્લીમ જાતિ સાથેના વિરોધને કેવી રીતે દૂર કરી શકે? હિંદુ સંસારનું સામાજિક બંધારણ બગડેલું હોય તો સ્વતંત્રતા મેળવીને પણ કયાં સુધી તેને ટકાવી શકવાનો છે?

હિંદુ માત્રે જીવનની ગંભીરતા વિષે વિચાર કરીનેજ પોતાના ભવિષ્યને ઉજવલ બનાવવા પ્રયાસ કરવાનો છે. વિના વિચારે દરેક રૂઢિને વળગી રહેવાથી હિંદુનું શ્રેય નથી. પોતે પાથરેલી જાળમાં પોતેજ એટલો બધો ગુંચવાએલો છે કે તેમાંથી કેવી રીતે નીકળવું એ પણ હવે સમજણની બહાર છે. પ્રાચીન શાસ્ત્રોની શરણ લેવાથી અને રૂઢિઓના પ્રશ્નને પરસ્પર પ્રેમપૂર્વક વિચારવાથી એ ગુંચવાડો ધીમે ધીમે ઉકેલી શકાશે.

આ લઘુ પુસ્તકમાં સમાવેલી બે સાંસારિક વાતોમાંથી સાર ખેંચી વાંચકમાંથી કોઈપણ હિંદુ સંસારની વતમાન સ્થિતિપર વિચાર કરવા પણ મંડી જશે તો અમે અમારો શ્રમ સફળ થયો માનીશું. ઈત્યોમ્

રમણીકલાલ ગીરધરલાલ મોદી

# રૂઢિનો ભોગ.

(૧)

ત્રીજા પ્રહરનો સમય હતો. મુંબઈ નગરીમાં અને તેમાં એ કોટના લત્તામાંની તે વખતની ગીરદીની વાતજ શી? એક ક્ષણમાં મોત આણનાર મોટરકારો, ટ્રામગાડીઓ, ઘોડાગાડીઓ, સાઈકલો, મોટરસાઇકલો, લશ્કરી ખાતાની ગાડીઓ, ભારવાહક મોટરગાડાં અને દયાના મંડળ તરફની ગાડીઓની તથા પગે ચાલતા જતા આવતા માણસોની ધમાલથી કોટના રસ્તા ખળભળી રહ્યા હતા. એ વખતે મેડોઝસ્ટ્રીટમાંની એક ધારા શાસ્ત્રીની ઓફિસમાંથી એક સોળ વર્ષની સુંદર સ્ત્રી અને આધેડ વયનો સારી સ્થિતિનો જણાતો પુરૂષ ગંભીર મુદ્રા સાથે રસ્તા ઉપર આવ્યાં અને ઓફિસ નીચે ઉભેલી ભાડાની ગાડીમાં ગોઠવાયાં. તુર્તજ ગાડી આપણે હમણાંજ વર્ણવી ગયા તે રસ્તા ઉપર થઇને કોટ તરફ વળી. ગાડીમાં બેઠા પછી બેસનારાઓ વચ્ચે થોડી વાર કંઇ વાતચિત થઇ નહિં પણ પછી એ સ્થિતિનો કંટાળો આવ્યો હોય ત્હેવી રીતે પેલી તરૂણ સ્ત્રી બોલી.

“ત્યારે હવે શું કરશો?”

"બ્હેન, જ્ઞાતિના કાયદાઓની આડે આવવાથી શો લાભ થવાનો છે? જોયું ને બેરિસ્ટરે પણ શું કહ્યું તે?"

"પિતાજી, તો તો પછી કયો માર્ગ લેવો તે કંઇ સૂઝશેજ નહિં."

"બેટા, હું પણ એજ ગૂંચવાડામાં પડયો છું."

"ગૂંચવાડો તો સહજ ઉકલી જાય ત્હેવો છે; પણ ત્હમને તો જ્ઞાતિના બંધનોનો ડર ઘણો છે. અને જેટલો જેટલો એ ડર વધારતા જશો તેટલો તેટલો ઘટવાને બદલે ત્હમારો ગૂંચવાડો વધતોજ જશે."

"બ્હેન, મ્હને તો કંઇ સૂઝતુંજ નથી."

"એ તો ત્હમે રોજ કહો છો, તો પછી મ્હને બેરિસ્ટરની ઓફિસમાં શું કામ લાવ્યા?"

પિતા પુત્રી વચ્ચે આ વાત ચાલતી હતી; એટલામાં ગાડી કાલબાદેવી રસ્તા ઉપરના એક ચાર માળાના મકાન આગળ આવી ઉભી રહી, અને ભાડું ચૂકવી અંદર બેઠેલા પિતા–પુત્રી તે મકાનમાં ગયાં,

( ૨ )

પ્રભા, ધીરજલાલની એકની એક પુત્રી હતી. ધીરજલાલ અમદાવાદના વણિક હતા. ઘરના સુખી હતા અને મુંબઈમાં કોલાબા ઉપર ત્હેમનો રૂનો લેવડદેવડનો ધીકતો ધંધો ચાલતો હતો; એટલે પ્રભાને પુત્ર જેવાં લાડ લડાવવા ત્હેઓ લગારે પાછી પાની કરતા નહિં. ધીરજલાલના અંગત વિચાર સુધા-

રાની તરફ ઢળેલા હતા, પરંતુ ત્હેમનું હૃદય પોચું અને બીકણ હતું, તેથી ઘણી વખત ત્હેઓ પોતાના વિચારનો પ્રભાવ અન્યના ઉપર પાડવાને બદલે અન્યના તેજમાં તણાઈ જઈ બીજાનું કહેલું કરતા. તો પણ પ્રભાને શિખવવાની બાબતમાં ત્હેમણે દ્રઢતા બતાવી હતી; અને કોટમાંની એક અંગ્રેજ સ્ત્રીઓની દેખરેખ નીચે ચાલતી નિશાળમાં ત્હેને મૂકી હતી. હમણાં તે અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હતી. ઘરમાં પ્રભા, ધીરજલાલ અને પ્રભાની બા મણિગૌરી એટલાંજ માણસો અને એક ઘાટી નોકર હતો. ધીરજલાલને મન પુત્ર-પુત્રી સરખાં હોવાથી પુત્ર ન હોવા માટે કંઈ ચિંતા નહોતી એટલે અત્યાર સૂધી ત્હેમને સર્વ વાતનું સુખ હતું, પણ પાછલા કેટલાક દિવસથી ત્હેમને એક નવી ચિંતાએ ઘેરેલા હોવાથી ત્હેમનું ચિત્ત વ્યગ્ર રહેતું હતું.

( ૩ )

પ્રભાને પ્રત્યેક જન્મોત્સવે પિતાજી તરફથી ગુર્જર ભાષાનાં ઉત્તમ ઉત્તમ પુસ્તકો ભેટ મળતાં. પ્રભા મૂળથીજ સાહિત્ય પ્રતિ મમતા ધરાવતી હતી; અને પાછલાં એકાદ બે વર્ષથી તો ગુજરાતી ભાષાનાં માસિકોમાં કંઇ કંઇ વાનગીઓ મોકલતી હતી. નિશાળમાં પણ ત્હેની સહચરીઓ ત્હેને લેખિકા તરીકે જાણતી હતી અને કેટલીક ટીખળી વૃત્તિવાળી પારસી કુમારિકાઓ એને "પરભા ટું ટે સરોજીની નાયડૂ થવસ કે મેરીકારેલી ?" એમ કહી મશ્કરી પણ કરતી. ઘણી વખત પ્રભા અને એની સખિઓ વચ્ચે હિંદુ સંસાર વિષે

વાતો નીકળતાં તે હિંદુ સંસારની ખુબીઓ બહુજ સારી રીતે સમજાવતી અને ત્હેમાએ હિંદુ ધર્મમાં જગતના બીજા કોઈ પણ ધર્મ કરતાં લગ્નની ભાવના કેટલી પવિત્ર ગણવામાં આવી છે એ વાત તો તે સાભિમાન કરતી.

પ્રભાની આ દલિલોની વિરૂદ્ધ ઘણી અંગ્રેજ અને પારસી કુમારિકાઓ થતી; અંગ્રેજ બાળાઓ તો એમને મળેલા ગૃહ શિક્ષણ અનુસાર હિંદુઓ એટલે જંગલી રીતરિવાજવાળી જાત એમજ માનતી, અને કહેતી કે "ત્હમારામાં તો સ્ત્રીઓને ગુલામડીઓ ગણવામાં આવે છે, એમનું ત્હમારા સમાજમાં કંઈ માન નથી અને ત્હમારો સમાજ સ્ત્રીઓ ઉપર ઘણોજ ક્રૂર છે." એના ઉત્તરમાં પ્રભા ધીમેથી કહેતી. "બ્હેન હમણાં હમણાં કેટલાંક કારણથી ત્હમને એમ લાગતું હશે; પરંતુ જ્યારે ત્હમારી જાતિ રાન–વેરાનમાં રખડતી હશે એ વખતે અમ્હારા મનુ મહારાજે દેશમાં ઉચ્ચસ્વરે ગાયું હતું કે:— **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः** *અને ત્હમારા સમાજમાં તો સ્ત્રીને જગતમાં નરક નોંતરનાર જ્યહાં સૂધી જૂનો કરાર ચાલ્યો ત્યાં સૂધી મનાતું હતું. બ્હેન શ્રીમતી એનીબેઝંટે હિંદમાં સ્વરાજ્યની ચળવળ શરૂ કરી, એથી હિંદમાં વસતા ત્હમારા લોકો એમની તરફ ઘૃણાની દ્રષ્ટિથી જુવે છે નહિં તો સ્ત્રીઓને માન આપવામાં જગતના કોઈપણ દેશ કરતાં અમારો દેશ કેટલો ચડીઆતો છે તે વાત ત્હમે એમના લેખો દ્વારા સારી રીતે સ્હમજી શકો."

---

* "પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુંદરી."

પારસી કન્યાઓ તો એજ વાંધો લેતી કે:–"ટમારામાં મેરેજ (લગ્ન) ની બાબતમાં ઘનુંજ ખરાબ ઢોરન બરપા થયેલુંચ. બુચા બુચીનાં લગ્ન ઠાયચ એ વાટ બાજુ પર મૂકીએ ટો પન મોટી ઉમ્મરે થતાં લગ્નોમાં માબાપો ટમુને પૂછેછ કાં એ શું ઓછો જુલમ છે ?"

એને સમજાવતાં પ્રભા કહેતી:–"બ્હેન એ રૂઢિ પણ વચલા જમાનામાંજ અમારામાં પેસી ગઈ છે. ત્હમે લોકો બારસો વર્ષથી અમારા દેશમાં રહેવા આવ્યા છતાં હજી સઘળા હિંદુઓને 'વાનીયા' તરીકે ઓળખો છો, અને ત્હમારી જાતનેજ ડાહી ગણાવવાના અભિમાનમાં છેક પાટલીપુત્ર સૂધી પહોંચી અશોકના વખતની શોધ કરવાની દોડાદોડ કરો છો એનાં કરતાં ત્હમારા પગ પાસેની ચીજોજ પહેલી જોતા હો તો સઘળું સમજાય. અમારા કૃષ્ણ ભગવાન જહેમણે લખેલી ગીતા આખી દુનિયામાં હોંશથી વંચાય છે, ત્હેમણે પોતાની બ્હેન સુભદ્રા જે અર્જુનને ચ્હાતી, ત્હેની સાથે પરણવા માટે સઘળી સગવડ કરી આપી હતી, એટલે અમારા લોકો એવાં 'સ્નેહલગ્ન' ની તરફેણમાં કેટલા હતા તે વાત ત્હમે સમજી શકશો. વળી અમારામાં તો રૂઢિ હતી જે ત્હમારા જેવી નહિ કે ઘડી ઘડી ઈચ્છાવરની વરનારીને છુટાછેડા લેવા દરબારની દેવડીએ ચડવું પડે, પણ અમારી ઈચ્છાવર વરનારી બ્હેનો તો છેવટ સૂધી પતિની છાંયડી માફક અત્યંત સ્નેહથી સુખદુઃખમાં ત્હેની સાથેજ રહેતી. પણ હાલમાં અમારી લગ્ન પ્રથા બગડી ગઈ છે એ વાત ખરી

છે. અને એને માટે અમારા લેખકો, કવિઓ અને ધારાશાસ્ત્રી ઓ પ્રયત્ન કરી રહ્યા છે." એમ કહી ત્હેને 'સ્નેહમુદ્રા' 'ઈંદુ કુમાર!' વગેરેમાંથી કેટલીક કડીઓ વાંચી સ્હમજાવતી.

આમ ઘણીએ વખત ખપોરની રજાના વખતમાં ચર્ચા કરી તે ત્હેની સખિઓને મ્હાત કરતી. એવીજ રીતે અભ્યાસમાં પણ તે સૌથી આગળજ રહે.

( ૪ )

પ્રભા દિવસે દિવસે વયમાં વધતી જતી હતી. હજુ તે કૌમારાવસ્થામાંજ હતી. ધીરજલાલ યોગ્ય વરની શોધમાં હતા, છતાં પારકે દુઃખે દુઃખી થતાં અધીરાં જ્ઞાતિલાં પ્રભા માટે કંઈ કંઈ જાતની વાતો કરવા માંડતાં હતાં, ધીરજલાલને વિવિધ જાતના ઉપાલંભો અપાવા શરૂ થયા હતા. પ્રભાની બા મણિગૌરીને તો ન્યાતની બૈરીઓએ મ્હેણાં મારવાં પણ શરૂ કર્યાં હતાં; કોઈ ડોશી મળતી તો "અલી મણી, ત્હારાં વર્ષો પણ પાણીમાં ગયાં કે શું ? ધીરજ તો હવે સુધરી ગયો પણ તુંએ કંઈ કહેતી નથી, આવડી મ્હોટી પ્રભાને હજી એમને એમ ફેરવો છો તે શરમે નથી આવતી ? હવે તો એ ન્હાતી ધોતીએ થઈ હશે, તોએ સાહેબલોકની સાથે એને ભણવા મોકલો છો. ત્હમારામાં તે કંઈ અક્કલ છે કે નહિં ?" એમ કહી મણિગૌરીને ધમકાવતી તો કોઈ સરખી વયની સ્ત્રી મળતી તો "અલી મણિગૌરી, હવે તો બા પ્રભાને ઘેર રાખ્ય, જોને ન્યાતમાં તો ત્હમારી કંઇ કંઇ વાતો થાય છે, અને હવે તો એના હાથ કંકુવાળા કરી નાખો. શું ન્યાતમાં છોકરાજ

નથી મળતા ?" વગેરે કહી મણિગૌરીને શરમાવતી. જાહેમનાથી મ્હોંઢે ન કહી શકાય ત્હેવાં ગમે ત્હેવી બનાવટી વાતો કરતાં. ધીરજલાલ પોચા મનના માણસ હતા, એટલે આ જાતની વાતોથી ડરી ગયા; અને 'હવે જો હું કંઇ નહિં કરૂં તો ન્યાત મ્હને ન્યાતબ્હાર મૂકશે' એવા વિચારો થતાં, 'ન્યાતબ્હાર' ના બાઉથી ડરી, જે પુત્રીને ત્હેઓ પ્રાણથી અધિક ચ્હાતા હતા, અને એનાં લગ્નની વાત નીકળતાં પહેલાં 'સ્નેહલગ્ન' ની ભાવનાઓમાં તરતા હતા, તેજ ધીરજલાલે બેચાર સગાંઓની ભલામણથી પ્રભાથી વયે થોડાજ મ્હોટા કંચનલાલ સાથે પ્રભાનું નશીબ જોડયું. પણ કંચનલાલ વિષે ઝાઝી તપાસ કરી નહિં.

શાળાની સહચરીઓ સાથે સ્નેહ લગ્નની ચર્ચા ચલાવતી, હિંદુ લગ્ન રૂઢિમાં સુધારા થવાની હિમાયત કરતી પ્રભાનો ધીરજલાલે કંચનલાલ સાથે વિવાહ કર્યો. તે વાત પ્રભાને કાને પડતાંજ તે ચમકી ગઇ. "પોતાના ઉપર પિતાને કેટલો પ્રેમ હતો, હંમેશાં વાતો કરતાં ત્હેઓ હાલની લગ્નરૂઢિને કેવી રીતે ધિઃક્કારતા હતા અને પ્રત્યેક સુધારા ઘેરથીજ શરૂ કરવા જોઇએ એવું હંમેશાં સહુને કહેતા અને પ્રસંગ આવતાં પોતેજ આમ કેમ કર્યું ? શું જ્ઞાતિજનોના ડરથી, જ્ઞાતિથી દૂર થવાના ભયથી પિતાજી ગભરાઈ મ્હારો ભોગ આપવા માગે છે ?" એવા એવા અનેક વિચારો વિદ્યુત વેગે ત્હેના મનમાંથી પસાર થવા લાગ્યા. પરંતુ કંચનલાલના સંબંધમાં તે ઝાઝું જાણતી

ન હોવાથી 'પિતાજીએ એ વિષયમાં પુરતી તપાસ કરી હશે' કરી મન વાળ્યું.

આજે ત્હેને ચેન પડતું નહોતું, તો પણ વાંચવાથી કંઈક શાન્તિ મળશે એમ ધારી કબાટમાંથી ' ઇન્દુ કુમાર ' કાઢી પાનાં ફેરવવા લાગી. સ્વાભાવિક રીતેજ ત્હેને 'લગ્ન' અને 'પાત' વિષયનો સંવાદ વાંચવાનું મન થયું, એટલે પહેલો પ્રવેશ કાઢી તે વાંચવા લાગી.

" લગ્ન પ્રાણ વિકાસનું વ્રત છે,
સ્વર્ગ પન્થનું પગથીયું છે,
માનવ બાલનો ધર્મ્ય માર્ગ છે. "

" પણ એ કેવા પ્રકારના લગ્ન માટે હશે ? " ત્હેના મનમાં એ વિચાર ઉઠયો, પણ ઉત્તર સૂઝયો નહિં. ત્હેણે આગળ વાંચવા માંડયું:—" પરણવું તે તો પ્રભુતામાં પગલાં માંડવા." વળી ત્હેને વિચાર સ્ફુર્યો. " શું ત્યારે આ રીતે હું પ્રભુતામાં પગલાં માંડું છું ? ના. ના. આવી જાતનાં લગ્નો માટે એ સર્વથા અસંભવિત છે. જે પુરૂષને હું જાણુતીજ નથી ત્હેવા પુરૂષને હાથ આપવો એને પ્રભુતામાં પગલાં માંડયાં શી રીતે કહેવાય ? "

વળી ત્હેણે પુસ્તકમાં દ્રષ્ટિ નાખી. કવિએ એમાં પતિ શબ્દની આપેલી વ્યાખ્યા વાંચવી શરૂ કરી:—

" આત્મા ઓળખે તે વર,
તે ન ઓળખે તે પર. "

"ખરૂં, ખરૂં. આ કંચનલાલ મ્હારે મન 'પર'જ છે. ત્હેણે આગળ ચલાવ્યું:—

" નહિં અધુરો, નહિ સમોવડો,
પણ પ્રાણેશ્વર, જીવન નિયન્તા;
જેના આદેશ ગમ ઉંચુ જોઇ,
નેત્ર ઢાળી પ્રણિયતો કરૂં;
સંસાર સાગરમાં મ્હારી નૌકા
જેના કરકૌશલ્યમાં ધીરૂં;
એવો રસવીર નાવિક.
મ્હારો આત્મ જેતા યશસ્વી સ્વામિન્
મ્હારો આશા કેન્દ્ર હૃદયનાથ.
મ્હારો પૃથ્વી ઉપરનો પ્રભુ; "

" કંચનલાલમાં આ ગુણો હશે ? અને ન હોય તો ? તો પછી મ્હારી શી ગતિ ? "

( ૬ )

પ્રભા જે આશાતંતુ ઉપર જીવતી હતી તે તંતુ આખરે તૂટી પડયો. કંચનલાલ વિષે ત્હેના જાણુવામાં આવ્યું કે "એ તો થોડું ઘણું ભણેલો, હૃદયહીણુ અને રખડતો છોકરો છે." ધીરજલાલ પણ એ વાત જાણી શકયા હતા; પણ કરેલ વિવાહ ફોક ન થાય એવો જ્ઞાતિનો ધારો તોડવાની ત્હેમની હિમ્મત ચાલતી નહોતી. તોપણ ભણાવી ગણાવી પુત્રીને આમ ઉંડ કુવે ઉતારવી એતો ઠીક નહિં. એટલું ત્હેમનો અંતરાત્મા પણ કહેતો હતો; એટલે એક વખત કંચનલાલને બોલાવી

ત્હેને શિખામણ આપી, શિક્ષણ લેવા માટેનાં સાધનો ત્હેને અનુકૂળ કરી આપ્યાં પણ વ્યર્થ ! કંચનલાલને રખડવું ગમતું હતું, સારા થવું ત્હેને પસંદજ ન હોતું. તેથી ધીરજલાલની સલાહ ત્હેને ન રૂચી અને બંદર ઉપર તૈયાર થતાં 'પારસલો' સીવવાની નોકરી તેણે સ્વીકારી. પ્રભાને કાને એ બધી વાત આવી. સુશિક્ષિત અને પોતાના સંસાર માટે ભવ્ય ભાવનાઓ રચી રાખનાર પ્રભાના હૃદય ઉપર એ આઘાત કેવો ભયકર લાગ્યો હશે ?

( ૭ )

વડીલ જનોની શરમ રાખવી પણ જે શરમથી આખું જીવન વિષમય બનવા સંભવ હોય ત્હેવા પ્રસંગે પણ હૃદયની વાત હૃદયમાં સમાવવી એવા મનની પ્રભા નહોતી. કંચનલાલની વાત જાણ્યા પછી ત્હેને તે સંબંધમાં પિતાને પોતાનો અભિપ્રાય જણાવવો યોગ્ય લાગ્યો. તોપણ સ્ત્રી જન સુલભ લજ્જાએ ત્હેને પિતાની સમક્ષ જઈને વાત કરતાં અટકાવી. એટલે ત્હેણે પત્રદ્વારા પિતાને કાને એ વાત નાખી. તે વાત જાણ્યા પછી ત્હેમને ચિંતા થવા લાગી હતી અને આગળ ત્હેમની મનવ્યગ્રતા માટે જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે આજ ચિંતાને લીધે હતી.

પ્રભાએ પત્રદ્વારા પિતાને શું જણાવ્યુ એ પત્ર આ પ્રમાણે છે:-

" પૂજ્ય પિતાશ્રી, "

" ન છૂટકે આપની સમક્ષ ન ચર્ચવી જોઈએ એવી એક બાબદ આ પત્રદ્વારા ચર્ચવાની ફરજ પડે છે. બાપુ,

ત્હમે મ્હને આજ સૂધી ત્હમારા આત્મા કરતાં પણ વધારે ગણી છે, ત્હમે મ્હને ઉચ્ચ પ્રકારની કેળવણી આપવા માંડી છે, આપી છે અને ત્હમારા ઉદાર વિચારોની મ્હારા ઉપર છાપ પાડી છે, પરંતુ એજ વાત્સલ્ય પ્રેમી પિતા, ત્હમેજ અત્યારે ત્હમારી પુત્રીની સઘળી આશા વેલીઓને છુંદવા તત્પર થયા છો. ત્હમે મ્હને જે યુવકના હાથમાં સોંપવા તૈયાર થયા છો ત્હેના સંબંધમાં મ્હને સઘળી હકીકત મળી છે; અને હું અજબ થાઉં છું કે ત્હમારે હાથે આવું કાર્ય કેમ થઇ શક્યું. પિતાજી, ત્હમે ભોળા છો, બીજા કહે તેમ કરવા તૈયાર થાઓ છો અને આ કાર્યમાં પણ થયા છો પણ તેથી ત્હમારી વ્હાલી પુત્રીની શી દશા થશે તે વિષે ત્હમે વિચાર કરવો ભૂલી ગયા છો.

બાપુ! મ્હારી પ્રત્યેક વર્ષગાંઠને પ્રસંગે ત્હમે મ્હને ઉચ્ચ ભાવનાથી ભરેલાં વિવિધ પુસ્તકો ભેટ આપ્યાં છે. અને સરસ્વતીચંદ્ર, સ્નેહમુદ્રા, ઇંદુકુમાર વગેરેનું ખાસ મનન કરવા ત્હમેજ મ્હને પ્રેરી છે. એ પુસ્તકો શું શિખવે છે? બાપુ! ઇંદુકુમારમાં લગ્ન અને પતિની ભાવના કેવી આંકી છે? સ્નેહ મુદ્રામાં આપણા જેવોજ પ્રસંગ ઉપસ્થિત થતાં બિચારી રંક હિંદુબાળાના પિતાનું મરણ થયલું કવિએ કહ્યું છે. શું એ બધું ત્હમે મ્હને ધ્યાનપૂર્વક વંચાવ્યું નહોતું? પિતાજી ત્હમેજ કુમુદસુંદરીને ઉતાવળ કરી પ્રમાદધન સાથે પરણાવવા માટે કુમુદના ડાહ્યા પિતાને ઠપકો નહોતા આપતા કે? અને બાપુ! ત્હમે અત્યારે મ્હારાં લગ્ન જે રીતે કરવા માગો છો ત્હેમાં એથી વધારે સારૂં શું છે? શેકસપીયર જેને marriage

of true mind કહે છે અને ટેનિસન જેને true marriage કહે છે તે વિષય ત્હમે કેટલી વખત ચર્ચ્યાં હતા ? આટલું છતાં જ્ઞાતિજનોએ ઉભી કરેલી રૂઢિના બાહુથી ડરી ત્હમે ત્હમારી પ્રિય પુત્રીનું બળિદાન આપવા તૈયાર થયા છો ? બાપુ ! આ વિષયમાં એક વખત ફરીથી વિચાર કરી યોગ્ય કરવાની હું ત્હમને વિનંતિ કરતી હું છું, ત્હમારી અભાગિની,

પ્રભા.

પ્રભાના પત્રે ધીરજલાલ ઉપર અસર કરી. હું આ ખોટું કરૂં છું એવું તેમને થયું; અને પત્ર વાંચ્યા પછી તો ઘડીભર તેમણે પણ નિશ્ચય કર્યો કે " કંઈ નહિ; જ્ઞાતિજનોની હું પરવા નહિં કરૂં, એમણે ઉભી કરેલી કૃત્રિમ વાતોમાં ગુંચાઈ હું મારી પ્રાણથી પણ વધુ પ્રભાનો ભવ ખારો નહિ કરૂં."

પ્રભાનો પત્ર તેમણે બે–ત્રણ વખત વાંચ્યો. તે વખતે સ્નેહ મુદ્રામાં પસ્તાવો કરતા પિતાની સ્થિતિનું ત્હેમને સ્મરણ થયું, અને તે બબડયાઃ—

" એ દુષ્ટ હિન્દુ આચાર ! ભુલાવ્યો મુજને." " ખરેખર એ દુષ્ટ આચારોએજ મને ભુલવ્યો છે, કવિરાજ કહે છે કેઃ—

" ઘન તિમિર તુલ્ય આચાર,
થર્થર પુરાણ તેથી થઈ જાયે;
જન લોચન વન્તા અંધ.
હાય ! જગ માંહે "

" અને હું પણ દેખતોજ અંધ થયો છું. "

થોડીક ક્ષણો સુધી વિચારમાં લીન થયા પછી નિશ્ચય પૂર્વક તે ફરીથી બોલી ઉઠયા " નહિ નહિં, હું હવે એવો આંધળો નહિં થાઉં. પ્રભા, તું ખરેખર મારા નેત્રની પ્રભા છે, તેં મારી આંખ આજ ઉઘાડી છે અને હું હવેથી અંધ નહિં થાઉં. "

( ૯ )

ધીરજલાલને પ્રભાનો પત્ર વાંચી થયેલો નિશ્ચય ઝાઝો ન ટકયો. તેમણે વિવાહ તોડવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. તો પણ જ્ઞાતિજનોના:ક્રોધમાં ન આવી પડાય તેવી રીતે કાર્ય કરવાનો તેમનો ઇરાદો હતો, પરંતુ વાત એક કાનેથી બીજે કાને ગઈ એટલે જ્ઞાતિનાં કેટલાક પટેલોએ ધીરજલાલને બોલાવીને એવું સાહસ નહિં કરવા ભલામણ આપી અને જો તેમ કરવામાં આવશે તો તેમની કેવી હાલત થશે તે વિષે પણ ભયંકર ચિત્ર દોરી બતાવ્યું; એટલે ધીરજલાલ ગભરાયા. એક બાજુએ પુત્રીનું હિત અને બીજી બાજુએ જ્ઞાતિનો ભય એ બે વિષયના વિચારોમાં ત્હેમનું મન ઝોલા ખાવા લાગ્યું, અને અંતે આપણે આરંભમાં જોયું તેમ તેઓ પ્રભાને લઈને કોટમાં ધારાશાસ્ત્રીની સલાહ લેવા ગયા હતા, પરંતુ તેણે પણ જ્ઞાતિની પરવા નહિં કરવા સલાહ આપી હતી. અને તે પ્રમાણે ચાલતાં ધીરજલાલનો જીવ ગભરાતો હતો !

(૧૦)

ધીરજલાલની જ્ઞાતિમાં દશા–વીશાના ભેદ હતા. તેમના પક્ષમાં પ્રભાને યોગ્ય વર નહોતો પણ બીજા પક્ષમાં તેવા

કેટલાક છોકરાઓ હતા. પરંતુ પુત્રીના સુખને માટે તેટલું કરવાની પણ ત્હેમનાથી હિમ્મત થઈ શકતી નહોતી.

પ્રભા દિવસે દિવસે સુકાતી જતી હતી. ધીરજલાલને પણ ચિંતા કંઇ ઓછી નહોતી, પરંતુ એમને તો 'લાકડી ભાગે નહિં ને સાપ મરે' એવી રીતે કામ કાઢવું હતું. તેથી દરરોજ પ્રભાને સાથે લઇને સગા સંબંધીઓની સલાહ લેવા જતા, પણ કોઇથી પણ તેમને સમાધાનકારક ઉત્તર મળતો નહિં.

હિન્દુ સંસારની આવી એકલપેટી વલણનું પ્રભાને આથી ભાન થયું અને ત્હેમાં પોતાના વહાલા પિતાને જ્ઞાતિના ભય આગળ પુત્રી સુખની અવગણના કરતા જોઇ આ સંસાર તરફ અભાવ છુટયો.

આજે ધીરજલાલ એક સ્નેહી જનની સલાહ લેવા ગયા હતા, પ્રભા પણ સાથેજ હતી. સ્નેહીને ઘેર ગયા પછી ખબર પડી કે હજુ તે ઘેર આવ્યા નહોતા, એટલે ચોથા માળપરની એમની અગાશીમાં બે ઘડી બેસવાની ઈચ્છાથી પિતા–પુત્રી ઉપર ગયા.

પ્રભાને હવે આ જીવનનો કંટાળો આવ્યો હતો. ન્યાતમાં ને બીજે સ્થળે પણ લોકો ગમે તેવી વાતો કરી તેમાં વધારો કરતાં હતાં અને પિતાજી કંઈ છેવટ ઉપર આવે એવું ત્હેને લાગતું નહોતું. અહિં પણ ગમે તેવી સલાહ મળશે પરંતુ પિતાજી તેને સ્વીકારશે એવું જણાતું નહોતું. એટલે અગાશીમાં ગયા પછી આ સંસારમાંથી છુટવા માટે ત્હેના મનમાં એકાએક આત્મ.

હત્યાના ભીષણ વિચાર સ્ફુર્યા, અને સંસારના ત્રાસથી તપેલી પ્રભાએ કંઇ પણ વિચાર ન કરતાં અગાશીમાં જતાંજ રસ્તા ઉપર પડતું નાખ્યું!! ધીરજલાલ પણ બિચારા આ જાતના જીવનથી કંટાળી ગયા હતા. એટલે પ્રભાને પડતી જોઈ તે પણ ગભરાઇ ગયો અને ત્હેમણે પણ ત્હેની પાછળજ ભુસ્કો માર્યો. પિતા પુત્રીએ હિંદુ લગ્નની રૂઢિથી પરાયા ઘેર આત્મ વિસર્જન કર્યું! હિંદુના જુલ્મી આચારે બે આત્માના ભોગ લીધા!

(૧૧)

જ્યુરીએ પિતાપુત્રીએ આત્મહત્યા કર્યાનો અભિપ્રાય આપ્યો. શહેરમાં એ વાત સાંભળી હાહાકાર વર્તી રહ્યો. થોડો સમય એજ વિષય જનસમાજની વાતનો વિષય થઇ પડયો. મુંબઇના વર્તમાન પત્રોએ દીર્ઘાક્ષરે એ શોકકારક સમાચાર પ્રકટ કર્યા અને હિંદુઓની લગ્ન રૂઢિમાં ફેરફાર નહિં કરવા જનસમાજ તથા સરકારને ઉપાલંભ પણ આપ્યા.

(૧૨)

હવે એ વાત તો વિસારે પણ પડી છે. પણ આવા કેટલાએ ભોગો હિન્દમાં પ્રતિવર્ષ અપાતા હશે? તે અટકાવીએ. નહિ તોઃ—

" દાવાગ્નિએ વહશે બધિ આર્યભૂમિ,
લેશે અસંખ્ય વર્ષો તણું વૈર ભૂમિ. "

એ કવિની ભવિષ્યવાણી ખોટી પાડવી હોય તો હિંદુ જાતિએ, હિંદુજાતિના આગેવાનોએ લગ્ન સંબંધી લાંબો

વિચાર કરી, પ્રાચીન શાસ્ત્રોની સહાય લઇ અને જમાનાના પ્રવાહને ધ્યાનમાં રાખી પોતાના સમાજના ધારા ધોરણમાં યોગ્ય ફેરફારો કરવા તત્પર થવું.

જો હિંદના દુર્ભાગ્યે એમ નહિં થાય તો પ્રભા જેવી સુકુમાર બાળાઓની આત્મહત્યાઓનાં પાપ, અને શાપ તેને શિરે પડશે !!!

"દેશે પ્રજાળી સહુ આર્ય પ્રજાની વાડી,
રહેશે પછી અધમતા તણી ઉંડી ખાડી;
ને આ પુરાણુ શી ભારત ભૂમિ અંતે,
થાશે વિલુપ્ત ભવેચિત્રપોથી સત્યે !

સીતારામ જે શર્મા.



# હિંદુ સંસારમાં સડો.

અમદાવાદ શહેરના સારંગપુરના નાકામાં પેસતાંજ તાર ઓફિસનો પટાવાળો "નવનીતરામ ત્રિવેદિ!" "નવનીતરામ ઉમીઆશંકર ત્રિવેદિ" એમ બૂમો પાડવા લાગ્યો. થોડે થોડે અંતરે અને થોડી થોડી વારે બૂમો પાડતો પાડતો પટાવાળો આગળ ચાલ્યો જતો હતો, ત્યાં એક આઠ વરસની નાનકડી અને દેખાવડી બાલિકાએ પટાવાળાને બોલાવ્યો. "ઓ તારવાળા! મ્હારા મામાનો તાર જલદી આપી જા. તે આજે પરીક્ષામાં પાસ થવાના છે અને ક્યારનાએ ત્હારી રાહ જોયા કરે છે." તારવાળો તે સુંદર બાલિકાને તેના મામાનું નામ પૂછી તેની પાછળ પાછળ નવનીતરામના ઘરમાં ગયો. તારવાળાને દેખતાંજ સર્વ કુટુમ્બીઓનાં અંતઃકરણમાં આનંદનાં આંદોલનો ઉછળવા લાગ્યાં, અને એક આધેડવયની સ્ત્રીએ મોટે સ્વરથી બૂમ પાડી "નવનીતભાઇ, ઓ નવનીતભાઇ! મેઢી પરથી નીચે ઉતરો, તમે પાસ થયા છો હોં. તારવાળો તાર લાવ્યો છે માટે વહેલા વહેલા ઉતરો; હવે મ્હારી કીકીને એરીંગ જરૂર કરાવી આપવાં પડશેજ." બહેનના ઉંચા સ્વરથી મળેલા ઇષ્ટ ખબરથી નવનીતરામ તરતજ ઉલ્લાસમાં આવી ગયા અને જોસભેર દાદર ઉતરી નીચે આવ્યા. તાર લઇ ફોર્મ પર સહી

કરી. પરબીડીઉં ઉઘાડતાંજ વાંચ્યું કે "Hearty Congratulations on your success with First Class Honours" (પ્રથમ વર્ગમાં માનસહિત પરીક્ષા પસાર કર્યા બદલ હાર્દિક અભિનંદન) નવનીતરામે પ્રસન્ન થઈ તારવાળાને તરત આઠ આના બક્ષિસ આપ્યા. માતુશ્રીને તથા ઈતર કુટુમ્બિજનોને શુભ સમાચાર નવનીતરામે જણાવ્યા. આડોશી પાડોશીઓ પણ સમાચાર સાંભળી આનંદ પામ્યાં. તરતજ નવનીતરામ પાછા મેઢીએ ગયા. કાગળની પેટીમાંથી એક કવર કાઢી તે ઉપર ખંભાતના દીવાન સાહેબના નામનું સરનામું કરી તેમાં અગાઉથીજ લખી રાખેલી અરજી દાખલ કરી કવર ટપાલમાં નાખવાને તૈયાર કર્યું. ખરા વિદ્યાર્થીઓને આત્મવિશ્વાસ હોય છે કે પરીક્ષાના પત્રો બરોબર થયા છે કે નહિં. જો બરોબર થયા હોય તો પરીક્ષામાં પસાર થવાની પણ તેમને પૂરેપૂરી ખાતરી હોય છે. ખંભાતમાં હાઈસ્કુલના હેડમાસ્તરની ખાલી પડેલી જગ્યા વાસ્તે તેમણે અરજી કરી રાખેલી હતી. પોતે ફર્સ્ટકલાસ બી. એ. હોવાથી તેમ ખંભાતના દીવાન સાહેબના કાકા તરફથી ભલામણનો પત્ર મેળવેલો હોવાથી પોતાની અરજી મંજુર થવાની નવનીતરામને પૂર્ણ ખાતરી હતી.

નવનીતરામના ન્હાના ભાઈ ભાઈશંકર મુંબઈમાં ગ્રેહામ કંપનીની ઓફિસમાં ઘણા વખતથી નોકરીમાં જોડાયા હતા. મુંબઈમાં તેઓ કુટુમ્બ સાથે રહેતા હતા અને નવનીતરામે બી. એ. સુધીનો અભ્યાસ કર્યો ત્યાં લગી નવનીતરામના

ખર્ચની રકમ ઉપરાંત અમદાવાદમાં રહેલા મોટા કુટુમ્બને જે ખર્ચ થતું હતું તે ભાઈશંકરજ પૂરૂં પાડતા હતા એટલે કુટુમ્બીઓની તેમના તરફ સારી પ્રીતિ હોય એમાં શી નવાઇ?

નવનીતરામની બહેન અને વિધવા ફોઇને નવનીતરામની પત્ની તથા તેના બે ન્હાના છોકરાઓ કુટુમ્બપર બોજારૂપ લાગતાં હતાં. ઘણીવાર તેઓ તરફથી નવનીતરામની પત્નીને તીર જેવાં મ્હેણાં પણ સાંભળવા પડતાં. આ મ્હેણાંનો પ્રહાર તે બાઇ આરસી ઉપર પડતાં કિરણોના પરાવર્તન પેઠે ફરીને પોતાના પતિને મુંબઇ પત્રદ્વારા મોકલતી હતી! એ બિચારીને આશ્રય મળવાનું બીજું કયું સ્થાન હતું વારૂ? નવનીતરામના પિતા ગુજરી ગએલા હોવાથી તેમની માતુશ્રી તો તદ્દન શાંત ચિત્તે પોતાથી બનતું કામ કરીને પોતાના દિવસો કાઢતાં હતાં. જ્યારે જ્યારે તેમને યાદ આવતું કે નવનીત ભણીને પરવારશે ત્યારે જરૂર તેને મોટી પદવી મળશે, ત્યારે ત્યારે પોતાના ભવિષ્યના સુખની આશા માટે નવનીતની પત્નીનું ઉપરાણું કરતાં અને પોતાની દીકરી તથા વિધવા નણંદને ઝાઝું બોલવા દેતાં નહિ. ઘરમાં બીજું કોઈ માણસ મળે નહિ એટલે વઢવાઢ અગર કજીઆ કંકાસ તેમનેજ પતાવવા પડતાં. નવનીત રામની બહેનની છોકરી તથા વિધવા ફોઇનો છોકરો મુંબઈથી ભાઇશંકર ભ.ઈએ મોકલેલાં સુંદર સુંદર કપડાં પહેરતાં તે જોઇ નવનીતરામના છોકરાઓને મનમાં ખૂબ બળાપો થતો, તેના કરતાં વિશેષ તેમની માને થતો.

નવનીતરામના બાપદાદાએ દીવાનગીરી ભોગવેલી હોવાથી સાંસારિક વ્યવહારમાં અને નાતજાતમાં તેમના કુટુમ્બને

પોતાના કુળની લાજ આબરૂ પ્રમાણે વર્તવાને ઘણીવાર ઈચ્છા અને અનુકૂળતાની વિરૂદ્ધ વધારે ખર્ચમાં ઉતરવું પડતું હતું; કેટલીકવાર તો વિધવા ફોઇ ચાહીને વધારે ખર્ચ કરાવતાં હતાં. આવા પ્રકારનું ફાલતુ ખર્ચ નવનીતરામને થતા માસિક ખર્ચમાંથી કે ભાઇશંકર તરફથી મોકલાતાં નાણામાંથી થઇ શકતું નહિ; તેથી કુટુમ્બ કલેશ દૂર કરવા તેમ સૌનું મન સાચવવા નવનીતરામે પોતાના સહઅભ્યાસી એક મિત્રના વેપારી પિતા પાસેથી કરજે પૈસા લેવાની ગોઠવણ કરી હતી, ત્યાંથી જરૂર વખતે જોઇતા પૈસા વિધવા ફોઇ લઈ આવતાં હતાં. કરકસરનુ સૂત્ર કુટુમ્બનું એક પણ માણુસ જાણતું હોય તો તેને ખર્ચ કમી કરવાની બારીઓ જડી આવે.

આવી રીતે લગભગ પાંચ વરસ સુધી નવનીતરામનું કુટુમ્બ તંત્ર ચાલ્યું; તેવે વખતે ખંભાતના દીવાનની ઓફિસથી તેમને હાઈસ્કુલના હેડમાસ્તરની જગ્યાપર માસિક રૂ. ૧૨૫ થી નીમ્યાનો હુકમ અત્યંત આવકારપાત્ર થયો.

અમદાવાદ શહેરમાં કુટુમ્બીઓને રાખી નિરર્થક વધારાનું ખર્ચ વેઠવા કરતાં બધા માણુસોને ખંભાત લઇ જવાનું નવનીતરામને વધારે યોગ્ય જણાયું. ખંભાતમાં હનુમાનપોળમાં પોતાના હોદ્દાના મોભા પ્રમાણે એક સુંદર મકાન ભાડે રાખ્યું. કોલેજમાં વિદ્યાર્થી–અવસ્થામાં ઘડી રાખેલી યોજનાઓને અમલમાં મૂકવાનો વખત જેમ જેમ પ્રાપ્ત થતો ગયો તેમ તેમ નવનીતરામ ખંભાત જેવા ન્હાના શહેરમાં પોતાની

ઉચ્ચાભિલાષી વૃત્તિઓને સંતોષવા તે યોજનાઓ અમલમાં મુકતા ગયા.

નવા ગ્રેજ્યુએટની નસોમાં લોહી ઘણી ત્વરાથી વહે છે તેની પ્રત્યક્ષતા નવનીતરામની ખંભાત શહેરમાં આદરેલી પ્રવૃત્તિપરથી સર્વને જણાતી હતી. થોડાજ સમયમાં ખંભાતની પ્રજાનો, તેમજ દીવાન, સર ન્યાયાધીશ, ડોકટર વગેરે અમલદારોનો પણ સારો અભિપ્રાય નવનીતરામ હેડમાસ્તર સાહેબે મેળવ્યો; સાર્વજનિક કાર્યમાં તેમણે લોકોને ભાગ લેતા કર્યા, વેપારીઓની દૃષ્ટિમર્યાદા જરા વધારે વિસ્તાર વાળી કરી અને સાહસિક મુસ્લીમ ભાઈઓમાં ખરે રસ્તે સાહસ ખેડવાનું ડહાપણ દાખલ કર્યું, એટલુંજ નહિ પણ ખંભાતના દીવાન સાહેબનાં વિદુષી અને ઉત્સાહી પત્નીની સહાયમાં રહી ખંભાતની સ્ત્રીઓમાંથી આળસ કાઢી નાખી તેઓમાં નવા પ્રકારનો ઉત્સાહ પૂર્યો. તેમની ધર્મવૃત્તિને સત્ય રસ્તે ઢળતી કરી તેમના કુટુમ્બપ્રેમને જાગૃત કર્યો; તેમના જીવનમાં સ્વાર્થત્યાગનો ગેબી મંત્ર ઉકેલતાં તેઓને શિખવ્યું અને સંસારની પ્રગતિનો આધાર સ્ત્રીઓની સહાયપર રહેલો છે તે વાતનું તેમને ભાન કરાવ્યું.

જેમ બહારના કાર્યોમાં હેડમાસ્તર સાહેબે ફતેહ મેળવી તેમ પોતાની શાળાના કામમાં પણ સંગીન યશ પ્રાપ્ત કર્યો. જે શાળામાંથી પ્રતિવર્ષ એક બે વિદ્યાર્થીઓજ વિશ્વવિદ્યાલય ( University ) ની પરીક્ષામાં પાસ થતા હતા તેજ શાળામાંથી નવનીતરામ હેડમાસ્તરના આવ્યા પછી ૧૦, ૧૫, ૨૦

અને ૨૫ એમ ચઢતી સંખ્યામાં દર વર્ષે વિદ્યાર્થીઓ પાસ થવા લાગ્યા. આણંદ, પેટલાદ, નાર, ભાદરણ અને ડાકોર વગેરે સ્થાનોથી સંખ્યાબંધ વિદ્યાર્થીઓ નવનીતરામ હેડમાસ્તરની નામનાથી ખંભાતની શાળામાં ભણવા આવવા લાગ્યા. આવી ઉજવલ કારકીર્દીથી ખંભાતના દીવાન સાહેબે બહુ પ્રસન્ન થઈ ત્યાંના નવાબ સાહેબને હેડમાસ્તરનો પગાર રૂા૦ ૨૦૦નો કરી આપવા ભલામણ કરી જે નવાબ સાહેબે મંજુર કરવા મહેરબાની કરી.

નવનીતરામ હેડમાસ્તર સાહેબ બહારનો સંસાર સુધારવા જેવો પ્રયાસ કરતા હતા તેવોજ પ્રયાસ પોતાના ગૃહ સંસારને સુધારવાને પણ કરતા હતા. પણ તે કાર્ય પાર પાડવામાં તેમની પારમાર્થિક વૃત્તિઓમાંથી ઉદ્દભવેલી યોજનાઓ સફળતા પૂર્વક પાર પડી શકી નહિ. હિંદુ સમાજનો જૂનો સડો, કચરો અને મલીનતા, જે કહો તે, જીવનને એક યજ્ઞ તરીકે માનનાર નવનીતરામની યોજનાઓને પોતાના ગૃહ સંસારમાં જરાપણ સ્થાન મળવા દેતો નહોતો. વૃધ્ધ માતુશ્રીને તથા પોતાની પત્નીને અનુકૂળ પડતી યોજના પોતાની બ્હેન તથા વિધવા ફોઇને પ્રતિકૂળ પડતી; ફોઇને ગમતી વાત પોતાની પત્નીને ફાવતી નહિ; અને માતુશ્રીની ઈચ્છા મુજબ ઘડાએલી યોજના કુટુમ્બનાં બધાં માણસો સ્વીકારી શકતાં નહિ. બધાં ઉપર કુટુમ્બના નેતા તરીકેનો અધિકાર વાપરી મનનું ધાર્યું કરવું એ શુભ અને ઉચ્ચ સંસ્કારને લીધે તેને જુલમી થવા જેવું લાગતું હતું. પોતે પોતાના

પ્રત્યેક વ્યાવહારિક આચરણમાં સ્વાર્થત્યાગ બતાવી બીજાઓ પાસેથી પોતાના તરફના વર્તનમાં તેવોજ સ્વાર્થત્યાગ કરાવી પોતાનું જીવન સુખી કરવાની તેની મનોવૃત્તિ કદી પણ તૃપ્ત થઇ નહિ; તોપણ તે આશાવાદી હોવાથી નિરાશ થતા નહિ, અને બીજાને સુખી કરી બીજા પાસેથી સુખ મેળવવાની આશા હમેશાં અંતઃકરણમાં પ્રદીપ્ત રાખતા હતા. તથા કદી કદી ગણગણતા "કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે."

બહારની સમાજમાં, સભાઓમાં મિત્રમંડળમાં, વિદ્યાર્થીઓની સભામાં અને સન્નારીઓના સમ્મેલનમાં તેનાં ભાષણો બોધવચનો, શિખામણો, પ્રોત્સાહક પુસ્તક વાચન અને આધ્યાત્મિક પ્રવચનો જેટલી ઉંચી અને ઉંડી અસર કરી શકયાં હતાં તેટલી ઉંચી અને ઉંડી અસર પોતાના ઘરમાં કરી શકતા નહિ. એથી તેનું મન વખતે વખતે દુખાતું અને કેટલીકવાર પોતાના કુટુમ્બના ઝાંખા ભવિષ્યના વિચારો તેના મનમાં ઘોળાઇને તેના આત્માની શાંતિનો ઘણા દિવસ લગી ભંગ થતો હતો; કારણ કે તેઓ માનતા હતા કે સદ્વિચાર અને સદાચાર ઉપરજ મનુષ્યોની સ્થૂળ સમૃધ્ધિનો આધાર રહેલો છે.

આષાઢી એકાદશીની સાંઝે નવનીતરામ હેડમાસ્તર સાહેબ હંમેશ મુજબ ખંભાતના અમલદારોની સમાજમાં આનંદ લેવા ન જતાં પોતાના સ્વર્ગવાસી પિતાશ્રીના મિત્ર ધીરજરામભાઇ પાસે વાતો કરવાની ધારણાથી તેમની કચેરીમાં જવા નીકળ્યા. ધીરજરામભાઈ ખંભાતની વસુલાત કચેરીમાં અવલકારકુનનું કામ કરતા હતા.

આકાશ વાદળથી છવાએલું હતું. રસ્તો કાદવ કીચડથી ભરપૂર હતો. રસ્તાપરના મકાનો પર પુષ્કળ વરસાદ વરસેલો હોવાથી સારો રંગ અને ચૂનો લગાડેલો હોવા છતાં તે મકાનો ઝાંખાં ભૂરાં દેખાતાં હતાં. નવનીતરામના કાચના ચશ્મા પર વર્ષાઋતુની ભીની હવા લાગેલી હોવાથી તેને તે દિવસે રસ્તે મળતાં મનુષ્યો અને પ્રાણીઓ પણ મેલાં અને નિસ્તેજ ભાસતાં હતાં. તેમનું મન ઘણા ઉંડા વિચારમાં ગરકાવ હતું. રસ્તે ચાલતાં ન્યાયમંદિરના સુંદર મકાનમાંથી સર ન્યાયાધીશ સાહેબ **નવનીતરામ**ને સ્હામા મળ્યા. તેમણે પોતાની સાથે પાછા ફરવાનું તેને કહ્યું છતાં **નવનીતરામે** તેમના તરફ કશું પણ લક્ષ ન આપતાં નમ્ર નમસ્કાર કરી આગળ ચાલ્યા. **ધીરજરામભાઈ**ની કચેરીનાં પગથીયાં ચઢી તપાસ કરતાં નવનીતરામને જણાયું કે એકાદશી હોવાથી ધીરજરામભાઇ કચેરીમાંથી વહેલા ઘેર ગયા છે. પોતે તરત પાછા ન ફરતાં સમુદ્ર તરફ નજર નાખી. ત્યાં તેને કંઈ મનગમતો દેખાવ મળ્યો. ગયા બે દિવસ પુષ્કળ વરસાદ વરસેલો હોવાથી મહી નદીની રેલ ખંભાતના સમુદ્રમાં જોસભેર પોતાનું પાણી રેળી રહી હતી, અને પાણીનો ભરાવો એટલો બહોળો અને પ્રચંડ હતો કે કોઠીની છેક નજીક સુધી પાણીની છોળો આવતી હતી. નવનીતરામના ખળભળી રહેલા મનને અનુકૂળ થઇ પડે તેવો તે દેખાવ જોવા તે નીચે ઉતરી સીધા બંદર તરફ ચાલ્યા. જ્યાં પાણીનું મોટું વમળ થતું હતું અને જે જગ્યાએ ઘણાં ઝાડો, જનાવરો અને હોડીઓ અથડાઇને પાછાં પૂર સાથે

ઘસડાતાં હતાં તેવા ભાગપર આવેલા એક ઉંચા પત્થરના ખડક પર જઈ જળદેવનું અતુલ બળ નિરખતા નવનીતરામ ઉભા.

પોતાની ઇન્દ્રિયોનું દમન કરતાં શિખવનાર એકાદશી વ્રત મનુષ્યોના જુસ્સાને બુઠ્ઠો કરવા કરતાં તીવ્ર કાં બનાવતું હશે ? પોતાની ઇચ્છાથી ઉપવાસ કરનાર માણસો બીજાને પેંડા ને બરફી મળવાથી શા માટે ચીડાતા હશે ? બહેનની કીકી અને ફોઈનો બચુ ન્હાનાં બાળક હોવાથી ચોમાસાના દિવસોમાં ખાંડવાળા પેંડા ખાતાં માંદા પડે તથી તેને પેંડા ન અપાય અને મનુ ( પોતાનો પુત્ર ) મોટો હોવાથી તેને પેંડા આપવામાં આવે તેમાં ફોઇ અને બહેન તરફથી વૃધ્ધ માતુશ્રીને આવડો મોટો સંતાપ શા માટે થતો હશે વારૂ ! ઘરમાં હમેશાં સારાં કપડાં લાવી આપતાં છતાં આજે બહેનને એકાદશી નિમિ-તે બે રૂપીઆનું લુઘડું લાવી આપતાં મનુની મા ઘરમાં પેસતાંજ માથું કૂટી મને શા માટે વધાવતી હશે ? મનુને રોજ ભણાવું અને એક દિવસ બચુને શિખવવા બેસતાં મનુની મા સાંખી ન શકે ? પોતે રાત આખી દીવો બાળી સૂઇ રહે અને માતુશ્રીથી એક દહાડો પોતાની ઓરડીમાં દીવો આખી રાત ભૂલથી બળતો રહયો તેમાં કુટુમ્બનું સર્વસ્વ ધન હરાઇ ગયા જેટલો ઉત્પાત ?.... પ્રભો ! પ્રભો ! આ ઉત્પાત દૂર કરવા સારી કેળવણીની જરૂર છે તે હું જાણું છું. હું કેળવણી આપવાની લાયકાત ધરાવું છું છતાં કેમ આપી શકતો નથી ? આ પ્રકારે વિચારવમળમાં ગરક થઈ ક્ષણમાત્ર નવનીતરામ શાંત પડયા છતાં કૌટુમ્બિક

ઉપદ્રવો ફરીથી તેમની આસપાસ ભુત માફક ભમી વળ્યા. "હા, આવા ઉત્પાત હું સંસ્કારી જન દૂર ન કરી શકું તો બીજા ક્યાંથી કરી શકે ? બીજાઓને એ ઉત્પાત કદાચ નજીવા લાગતા હશે ! અનિષ્ટ અને અનર્થકારી કામગીરીને લીધે ટેવાઈ ગએલાં માણસોને દુરાચારની દુર્ગંધ નજ આવે. સંસ્કાર વિનાના માણસોને તો આવા ઉત્પાત ઉત્પાતજ નહિ લાગતા હોય ! મને તો તે બહુજ ત્રાસ આપે છે; અને મ્હારા જીવનમાં કદી શાંતિ નહિ આવે એવું કાનમાં ઘડીએ ઘડીએ કહ્યા કરે છે. આ ચગડોળે ચઢેલું પાણી, તેમાં તણાતાં કાદવ, લાકડાં, હાડકાં અને કચરો ક્યાં શાંતિ ધરાવે છે ? તેને કદી શાંતિ મળશે ખરી ? અહો ! કેટલી બધી અશાંતિ ? કેવડું મોટું વમળ ! અહા ! જડ પત્થર સાથે કેવડી મોટી પછડાટો ! સંસારમાં પણ તેમજ છે. ના. ત્યાં તો શાંતિ નથી જ. અજ્ઞાન ત્યાં વળી શાંતિ કેવી ? સંસારસુખ વિના જીવવું શું ? આ વમળ થોડા વખત પછી બંધ થશે. પત્થર સાથેની પછડાટો બંધ પડશે. લાકડાં, હાડકાં કાદવકચરો બધાં સમુદ્ર-માંથી કોઇ કિનારે જશે, સમુદ્રને તળીએ જશે યા જનાવ-રોના પેટમાં જશે, અને અંતે શાંતિ મેળવશે; પ....ણ હું ક્યારે શાંતિ મેળવીશ ? અરે આ જડ જગત પણ શાંતિ મેળવે અને આ ચેતન શાંતિ માટે ફાંફાં મારે ? આ મરેલું વાછરડું પણ શાંતિ મેળવશે. હું પણતેની સાથે હોઉં તો ? ?'

ભાવનગર શહેરમાં સૂર્યોદયનો સમય થતો હતો. મોટા વિશાળ રસ્તાપર આવેલી " બાર્ટન લાયબ્રેરી " ના મકાનમાં વર્તમાન પત્ર વાંચવાના વ્યાસંગીઓ એક પછી એક આવતા

જતા હતા. વરસાદના પાણીથી રસ્તો ધોવાઈને સાફ બની ગયો હતો. નાગર સન્નારીઓ પોતાના પતિને ઘેરથી પિતાને ઘેર તે રસ્તા પર થઈને જતી હતી અને દીવાનોનાં ભવ્ય પણ ખાલી મકાનોથી શોભતા માર્ગને વધારે શોભાવતી હતી. એજ રસ્તાપર ભાવનગર સંસ્થાનના પોલીસ કમીશ્નર સાહેબનું મકાન પણ આવેલું હતું, જ્યાં કેટલાક સિપાઇઓ બંદર પરથી એક લાશને ગાડીમાં નાખી લાવ્યા હતા. રસ્તે જતા માણુસોને જેમ જેમ આ લાશ વિષે ખબર પડતી ગઇ તેમ તેમ માણુસોની ઠઠ વધતી ગઇ. કમીશ્નર સાહેબ બહાર આવ્યા. માણુસોની ઠઠમાંથી એક બે સારા દેખાતા માણુસોને જમાદાર મારફત બોલાવ્યા અને બેચાર માણુસો "બાર્ટન લાયબ્રેરી" માંથી બોલાવવામાં આવ્યા. તરતજ એ પંચની રુબરૂ લાશની તપાસ કરી પંચકેસ થવા લાગ્યો. લાશના કપડામાંથી કેટલાક કાગળો મળ્યા. અને હાથની આંગળી પરથી એક સુવર્ણમુદ્રિકા મળી. કાગળોમાં "નવનીતરામ ઉમીઆશંકર ત્રિવેદિ" એ નામ ઘણે ઠેકાણે જોવામાં આવ્યું તે ઉપર તથા તે ઉપરાંત ખંભાત હાઇસ્કુલના હેડમાસ્તરનું "પોકેટ ટાઇમ ટેબલ" અને સુવર્ણમુદ્રિકા પરના N. U. T. ના મોનોગ્રામ ઉપર પંચનું લક્ષ ખેંચવામાં આવ્યું, જે ઉપરથી ઠરાવવામાં આવ્યું કે આ લાશ નવનીતરામ ઉમીઆશંકર ત્રિવેદિ–ખંભાત હાઇસ્કુલના હેડમાસ્તરની છે. સમુદ્રમાં તેમનું બુડવું શાથી થયું તે વિષે ચોક્કસ અનુમાન થઈ શકયું નહિ. તરતજ લાશને દરબારી ખર્ચે ઠેકાણે પાડવામાં આવી. મુડદામાલ પોલીસ કચેરીમાં રાખી ખંભાતના પોલીસ ખાતા પર તાર કરવામાં આવ્યો કેઃ—

Navnitram Umiashanker Trivedi, Highschool Headmater Cambay, found dead ashore here.

**(ખંભાત હાઇસ્કુલના હેડમાસ્તર નવનીતરામ ઉમીઆશંકર ત્રિવેદિની લાશ અહીંના કિનારે મળી આવી છે.)**

ખંભાતમાં આજે ગમગીની ફેલાઇ રહી છે; દરેક પોળમાં સ્વર્ગવાસી હેડમાસ્તરનાં વખાણ થાય છે; તેના મૃત્યુ માટે આંસુ ખેરાય છે. આવા મૃત્યુનાં અકળિત કારણ શોધવા અનેક કલ્પના શક્તિ રોકાએલી છે.

નવનીતરામનું કુટુમ્બ બહુ દિલગીર હોયજ. માતુશ્રીને ભાઇશંકરભાઇએ મુંબાઇ બોલાવી લીધાં. નવનીતરામની ફોઈ પોતે જે કંઈ થોડું ઘણું નાણું લુચ્ચાઇથી એકઠું કર્યુ હતું તે લઈ પોતાના છોકરા સહિત તેના ભત્રીજા પાસે ભરૂચ રહેવા ગયાં, અને બહેન કીકીને લઇ પોતાને સાસરે પતિ પાસે રહેવા ગયાં. નવનીતરામની પત્ની પોતાનાં બાળકો સહિત અમદાવાદમાં સસરાના ઘરમાં રહેવા ગઈ; નવનીતરામની વિદ્યાર્થી અવસ્થામાં કરેલું કરજ હજુ ભરાયું નહોતું. વ્યાપારી તેની પત્ની પાસે ઉઘરાણી કરવા લાગ્યો. છેવટે નાઇલાજ થઇ અમદાવાદનું ઘર વેચી વ્યાપારીનું કરજ ભરી દેવામા આવ્યું. નિરાધાર બની છતાં તે બાઈએ પોતાની હઠ છોડી નહિ; મુંબઈમાં દીયરને ત્યાં બોલાવ્યા છતાં ગઇ નહિ. માત્ર પોતાના દાગીનાની થોડી ઘણી મિલ્કતપર તથા નવનીતરામની જીંદગીના વિમાના રૂપીઆ બે હજાર મહામુશ્કેલીથી મળ્યા હતા તે ઉપર ભરોસો રાખી તે બાઈ પોતાના દિવસો કાઢવા લાગી.



## જીવનનું રહસ્ય જાણવા ઇચ્છનારને ખાસ લાભ.

ધાર્મિક, નૈતિક, સાંસારિક અને સામાજિક વિષયો દૃષ્ટાન્તરૂપે સ્હમજાવી આબાળવૃદ્ધના જીવનન પલટાવી નાંખે એવું

## રસસહાયક—રત્નનિધિ (એકસો સચિત્ર દૃષ્ટાંતો)

લેખકઃ—રમણીકલાલ ગીરધરલાલ મોદી, એમ. એ.

નવીન આવૃત્તિ, પૃષ્ઠ ૩૦૦, પાકું પૂઠું. રૂ. સવા બે. એમાનાં કેટલાક વિષયોઃ કર્મનું ફળ, પ્રભુ પર સાચો વિશ્વાસ, ખરો સાથી ધર્મ, પારસમણિ, અતિથિ સત્કાર, અહિંસા, ગુરૂ નાનક, અભયદાન, પ્રજાની પરીક્ષા, મૂર્ખોની લડાઈ, દાનત વગેરે વગેરે.

## રાષ્ટ્રિય—ગીતાંજલિ

સંગ્રાહકઃ-રમણીકલાલ ગીરધરલાલ મોદી; એમ. એ.

ઉત્તમ ઉત્તમ રાષ્ટ્રિય ભજનોનો સંગ્રહ. આના ચાર.

## ગૃહવૈદ્ય (પાંચસો અશાઢ પ્રયોગો)

સંગ્રાહકઃ-રમણીકલાલ ગીરધરલાલ મોદી, એમ. એ.

એકજ માસમાં બીજી આવૃત્તિ. પાકું પૂઠું પૃષ્ઠ ૧૬૦ મૂલ્ય દસ આના

અક્ષર ક્રમવાર દરેક વ્યાધિની સામે તેના અકસીર ટુચકાઓ બતાવવામાં આવ્યા છે.

આઠ આનાથી નીચેનાં પુસ્તકો મંગાવનારે પોસ્ટ ટિકીટો મોકલવા મહેરબાની કરવી.

લખોઃ-**સાહિત્યસદન કાર્યાલય-વાણીઆશેરી-સુરત.**

**મુંબઇમાં મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ.**

પાયધુની ટ્રામ જંકશન.

**અમદાવાદમાં શ્રી ખડાયતા બુક ડીપો.**

આલાહનુમાન પાસે, રીચીરોડ.

# હિંદુ-મુસ્લીમ

યાને

હિંદુ મુસલમાનભાઈ હિન્દુસ્થાનની ભૂમિના ખોળામાં ઉછરી જનની જન્મભૂમિને માટે શું કરી શકે છે તેનો નવલકથા રૂપે તાદૃશ ચિતાર આપનારૂં, અને તદ્દન નવી ઢબે લખાયલું દળદાર પુસ્તક થોડા વખતમાંજ બહાર પડશે!

નવલકથાના ચાલુ પ્રવાહમાં આ પુસ્તક કંઇક નવી ભાવનાઓજ પ્રેરશે!!

રાષ્ટ્રિય બખેડાઓ દૂર કરી ઐકય સાધવા ઇચ્છનારાઓને આ પુસ્તક ખાસ ઉપયોગી થઈ પડશે.

કરૂણારસપ્રધાન કથાના વાંચકોને આ પુસ્તક સંગીન ખોરાક પૂરો પાડશે.

હિંદુ તેમ મુસ્લીમ ભાઇબહેનોને આ પુસ્તક એક સરખું ઉપયોગી થઇ પડશે.

અગાઉથી ગ્રાહક થનારને પોણી કિંમતે મળી શકશે

**સાહિત્યસદન કાર્યાલય-વાણીયાશેરી, સુરત.**

**મુંબઇમાં મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ,**

પાયધુની ટ્રામ જંકશન

**અમદાવાદમાં શ્રી ખડાયતા બુક ડીપો,**

બાલા હનુમાન પાસે, રીચીરોડ